૪૪૫૨

# શ્રીઅંબીકા શતક.

પ્રથમ દર્શન.

ભાગ ૨ જો.

૪૪૪૨

# શ્રી અંબીકાશતક.

## પ્રથમ દર્શન,

## ભાગ બીજો.


રચનાર,

નડિયાદ નિવાસી.

શા. ભાઇચંદ ગોવર્ધનદાસ.


વસંત તિલકા.

આ દેહ માનવ તણો મળિયો પ્રતાપી,
કીધાં સુકાર્ય જગમાં ઠિક છે તથાપી;
અંબા તણો દરશ લાભ મળ્યો ન જેને,
છે ધિક્ક ધિક્ક કહું વાર હજાર તેને.


અમદાવાદ આર્યોદય પ્રેસ.

પ્રત ૧૦૦૦

સંવત ૧૯૪૬. } સને ૧૮૯૦

અસાડ શુકલપક્ષ. } જુન.

 ૪૪૪૨

# શ્રી અંબીકાશતક.

## પ્રથમ દર્શન.

## ભાગ ૨ જો.

રાગ પ્રભાત (ઝુલણાછંદ.)

આદિમાં સમરતાં વિઘ્ન સર્વે હરે,
ગણપતિ દેવ દેવાધિ દેવા;
દેવ તેત્રીશ કોટિ થકી તાહરી,
પ્રથમ તો થાય છે સદ્ય શેવા;
ગજ વદન બદન તો સિંધુરે શોભીતું,
સદનમાં શુદ્ધિને બુદ્ધિદારા;
તે ગજાનંનને નિત્ય વંદન કરૂં,
રિદ્ધિને સિદ્ધિ વર આપનારા. ૧
એક છે દંત ગુણવંત ઉજવળ અતી,
લક્ષને લાભ બે પુત્ર જેના;
માત છે ગિરી સુતા પાર્વતી જેહની,
તાત તો ભોળિઆ શિવ એના;

દંડ કર ત્રિશૂળ ધર અહાર મોદિક તણો,
વાહને શોભિતા મુષક સારા;
તે ગજાનંનને નિત્ય વંદન કરૂં,
રિદ્ધિને સિદ્ધિ વર આપનારા. ૨

## રાગ ઉપરનો.

આદ્યમાં અંબિકાને ભજો ભાવથી,
બગ બગે બૌચરી સમર નિત્યે;
વ્હાણું વાતાં ભજો માત વારાહીને,
પ્હો થતાં પાર્વતી સમર પ્રીતે;
સૂર્ય ઉદય થતાં શક્તિ સંભારવી,
ધારવી હૃદયમાં ધૈર્ય ધારી,
મળસકે માત મહિષાસુરી સમરતાં,
વિઘનતો સર્વ નાંખે વિડારી. ૩
ઊઠી પ્રભાતમાં પાછલી રાતમાં,
સ્નેહથી સમર ને માત કાળી;
પરોઢિએ માત પરમેશ્વરી પ્રેમથી,
દીન ચઢતાં ભજોને દયાળી;
સવારમાં ઉઠીને સરસ્વતિ શેવતાં,
દિવસ તો જાય આનંદ કારી;
ચંદ્ર તો ઉઠીને ધ્યાંન તારૂં ધરી,

શિશ નામે તને ત્રિશૂળ ધારી, ૪

## પ્રબંધ.

આજ મારે મંન આનંદ અતીરે, નિરખી અંબા નયણાં વ-
તીરે. ॥ આજ. ॥

મા—ગબ્બરવાળી, છોલટકાળી, તું મ્હાકાળી, પાવાવાળી, ચુંવાળભાળી, બહુચરબાળી, તુંબરદાળી, દિલદયાળી, નજરે ન્યાળી, ઘો દુખટાળી, સેવક પાળી, કરો ખુશાલી, પાપ પુંજને દે તું બાળી, ત્હારી લીલા, ઠામે ઠામે, ગામે ગામે, પાર ન પામે, દર્શન કાજે, આવી ધામે, ઉભો સામે, મંન વિરામે, નિરખી માજી, મંનડુ રાજી, નોબતવાજી, દેવળ મધ્યે ઘંટોગાજી, શેવા ત્હારી, સૌથી સારી, થાએ ભારી, આરતી ત્હારી, વળી ઉતારી, નરને નારી, લેઓવારી, જેઅંબેની, કરિ કિલકારી, આનંદરૂપી, પીતાંવારી, જાય ન હારી, એબલિહારી, ત્હારી ન્યારી, દૈત્યોમારી, સુર ઉગારી, ઝહાજ તારી, એવી તું મા, ગુણ તુંજ ગાએ, લળી લળીને લાગે પાએ, શેવક જનને થાએ સ્હાએ, પ્રણામો કરૂં લતી લતીરે. ॥ આજ ॥ નિરખી. ૧

મા—તું સુખદાતા, જગની માતા, અકળ અજાતા, કરસુખ શાતા, દર્શન ચ્હાતા, વળી વિધાતા, ગુણ તુંજ ગાતા, ધ્યાંન ધરી રે'તા મદમાતા, તું અલબેલી, સુખની-વેલી, પુંજો પ્હેલી, કરસુખહેલી, માજી મુજને ઘો નહીં

મેલી, પાછો ઠેલી, આદ્યનિરંજન, હું તુજ ખંજન, તું દુખ ભંજન, પાપ નિકંદન, નિરખી થાએ. મનડુ રંજન, સ્તુતિ તુજ કરવા, ગુણ ઉચરવા, ધ્યાનજ ધરવા, ભવસાગરની મધ્યે તરવા, નથી આશરો, જરિએ મ્હારો, પુંજુ તુંજ પારો, શેવક ત્હારો, ગણિને તારો, પાર ઉતારો, દોષો મારા, દિલના ધારો, શર્ણાગતની લાજ વધારો, આદ્ય ભવાની, સાચી માની, તુંજથી છાની નથી વાત મુજ હૃદય તણી તો, પાપે ભરીયો, નવ હું ડરિયો, ફેરા ફરિયો, દુખનો દરિયો, નથી હું તરિયો, નહિં અનુસરીયો, પાવન કરિયો, માસંધરિયો, કહું કરગરિ આપો મતીરે. ॥આજ॥ નિરખી. ૨

મા—જય જય દેવી, તુંજને શેવી, ત્હારા જેવી, ભુતળ મધ્યે, વરદાયક કો, નથી અવર કો, સામાં શૂરી, સ્હાએ પૂરી, નહિં અધૂરી, અશર્ણ શર્ણ, તું જગ ભર્ણ, સૌ સુખ કર્ણ, વળિ અઘ હર્ણ, દીન દયાલં, ધરિ જય માલં, મહા કૃપાલં, અસુર તું કાલં, જય જય અંબે, શકતી ત્હારી, વ્યાપી સર્વે, ઝાડ પ્હાડ વળિ કોતર મધ્યે, રણમેદાને, ગુહ્ય ગુફામાં, અને પવનમાં, વળિ પાણીમાં, સાગર સરિતા, કૂપ વાવ તળાવ વિશે તું, અને ગગનમાં, સૂર્ય ચંદ્રગ્રહ અગણિત તારા, શોભે સારા, પ્રાણી સૌની કીકી મધ્યે, તેજ રૂપથી, ને અવયવમાં, શકતીરૂપે, એમ સર્વમાં, વાસ

તાહરે, કળિ નકળાણી, આરાસુરની માં પટરાણી, સૌમાં શાણી, તુંજને જાણી, વેદ વખાણી, જય કલ્યાણી, જય બ્ર- હ્માણી, જય રૂદ્રાણી, નમું તને મા, ચંદ કહે તુંજ ગહન ગ- તીરે. ॥આજા॥ નિરખી. ૩ (૭)

## દોહરો.

ભક્તિ ભાવ થકી કરો, મુક્તિ મળવા સર્વ;
શક્તિ સમરો સર્વદા, ટાળી તનનો ગર્વ. ૮

## ચોપાઇ.

સમરો શેવો અંબે માત, આદ્ય શક્તિએ અકળ અજાત;
પ્રેમ લક્ષણા ભક્તિ થકી, આપે સુખ શાંતી મા નકી. ૯

## સોરઠો.

નમું નમું અંબાય, સ્હાય સદા તું તો કરે;
ગુણ તમારા ગાય, થાય સુખી ભવ તે તરે. ૧૦

## ગીતિ.

અંબાયા જગ હંબા, દંબા ચાચર સહાય મા તેડો;
આદ્ય શકિત તું અંબા, ભવ સંકટ તો જરૂર તમે ફેડો. ૧૧

## કુંડળિયો.

આદી અકળ સ્વરૂપ તું, ભૂપ નમે સૌ પાય,
ખરી જાગતી જ્યોત મા, કળિયુગમાં અંબાય;
કળિયુગમાં અંબાય, સ્હાય થઇ કર સુખ શાતા,

ભૂલ્યા ભવ પણ ભાન, ગાન તુંજ કરે વિધાતા;
સત, ત્રેતા, દ્વાપરે, શકિતને ગણી અનાદી,
ચંદ છંદ ભણી કહે, વિશ્વમાં અંબા આદી. ૧૨

## હરિગીત છંદ.

શ્રી અંબિકા તુંજ ગુણ ગણતાં પાર નવ પામે જરી,
વ્યાપી રહી સૌ વિશ્વમાં, શકિતરૂપે સચરાચરી;
નીરંજની, દુખ ભંજની, જન રંજની તારી કૃતી,
માગુ છું હું તમ પાસ, દિન ગણિ દાસ આપો શુભમતી. ૧૩

## રોળા છંદ.

મંમાયા પ્રતિપાળ, બાળપર જોતી ભાવે,
લઇ હરનિશ સંભાળ, અદળથી સદા બચાવે;
મહાકાળ વિકરાળ, ફાળ ભરતો કદી આવે,
દેવી દીન દયાળ, કાળ પણ દૂર હઠાવે. ૧૪

## ત્રિભંગી છંદ.

જય જય મા અંબા, કરૂ કર લંબા, ચાચર રંભા, મા તેડો,
આવું તુજ પારે, શરણે ત્હારે, વારેવારે દુખ ફેડો;
લાગી તુજ પ્રીતી, નથી મંન ભીતી, નીતી રીતીમાં ખેડો,
હું દાસ તમારો, આપ ઉગારો, છોડુ તારો ક્યમ કેડો. ૧૫

## ચંદ્રવળા છંદ.

અલબેલી અંબા મા દેવી, નામું તુજને શીશ,

ભૂલે ચૂકે બાળ તમારા, કદી ન કરશો રીશ;
કદી ન કરશો રીસ મમૈયા, જાણી આપ તણા મા છૈયા,
સુર મુનિવર નર સૌએ શેવી, અલબેલી અંબા મા દેવી. ૧૬

## ઉપેંદ્રવજ્રા છંદ.

ગવાય જેના ગુણ જાણ વાણી,
મળે જહાં શ્રાવણ શંઘ ભારી;
ખમા ખમા થાય ઉચાર વાણી,
નમું નમું તે જગદંબ રાણી. ૧૭

## ઉપજાતી છંદ.

જોશો તમે ના મમ કૃત્ય દેવી
રહ્યો હવે હું તમ પાદ શેવી;
તમે મહા સંકટ સર્વ કાપો,
અંબા મને સન્મતિ નિત્ય આપો. ૧૮

## લલિત છંદ.

કળિયુગે મહા શક્તિ ગાજતી,
અચળ અંબિકા મા વિરાજતી;
સરવ દેવથી શ્રેષ્ટ તો ઘણી,
અખિલ જગ્તની માત તું ધણી. ૧૯

## ભુજંગી.

દયાળી મયાળી કૃપાળી નિહાળી,

જયાળી સુખાંળી રૂપાળી તું બાળી;
નમું હું તને તો કરી હાથ લંબા,
ભજું ભાવથી સર્વદા શક્તિ અંબા. ૨૦

## દ્રુતવિલંબિત છંદ.

મલિન લીન થયો જગ પાંજરે,
ખચિત ચિત્ત સદાય જપાંજ રે';
નિમિષ મીષ જનો ઈમ રાખતા,
સુતરતા તરતા મટતા ખતા. ૨૧

## તોટક છંદ.

અરજી સુણજો પ્રિય માત તમે,
ગરજી ગુણ ગાયજ દુઃખ સમે;
મરજી તુંજ એજ પ્રતાપ વડો,
કર જી મમ શાંત હવે જિવડો. ૨૨

## વંશસ્થવૃત.

તુ અંબિકા છે જગ સર્વ પાળિકા,
તુ બૌચરી ને વળી માત કાળિકા;
નિભાવશો આપ મને ઘડી ઘડી,
ભજું ભવાની ચરણે પડી પડી. ૨૩

## મોતીદામ છંદ.

નથિ જગમાં પ્રિય માત સમાન,

કરૂં દિલથી ગુણનું નિત ગાન;
સદા સુખદા ભવ મધ્ય ભણાય,
નમું તુજને કરજો સુખ સ્હાય. ૨૪

## વસંત તિલકા.

આ દેહ માનવતણો મળિયો પ્રતાપી,
તાપી અને નરબદા કરતાં તથાપિ;
થાપીત જે કરમ દોષથિ થાય પાપી,
પાપી પવિત્ર કરતી ઝટ મોક્ષ આપી. ૨૫

## નારાચ છંદ.

ભવાબ્ધિ માત તારકં, સદૈવ્ય સૂખકારકં,
ત્રિતાપ પાપ હારકં, પમાય જાય પારકં,
તુ ભકત જગ્ત કારણું, અસૂરને વિદારણું,
ત્રિશૂળ હસ્ત ધારણું, લઇ નમું હું વારણું ૨૬

## માલિની છંદ.

ઘડિ ઘડિ ભજ ભાવે, માત અંબા દયાળી,
વળિ બહુચર બાળી, ને ભજો માત કાળી;
ચલન વલન થાએ, શકિત છે એ કૃપાળી,
ભવ ભય સહુ હર્તી, રાખતી તેહ પાળી. ૨૭

## શિખરિણી છંદ.

તને અંબા પ્રીતે લળિ લળિ પ્રણામો નિત કરે,

કરે પુંજા અર્ચા ચરણ તુજ મધ્યે શિશ ધરે;
ધરે નિત્યે ધ્યાને નિયમ સઘળાને અનુસરે,
સરે કાર્યો તેનાં ભવ જલધિ તે તો વળિ તરે. ૨૮

## મંદાક્રાંતા છંદ.

અંબા તું તો સકળ જગમાં દીસતી સત્ય દેવી,
તેથી પ્રેમે સુર મુનિવરે સર્વદા સઘ શેવી;
ત્હારી લીલા ગહન ગતિનો પાર તો કો ન પામ્યા,
અંતે થાકી અકળ કળ છે એમ કે'તા વિરામ્યા. ૨૯

## સ્રગ્ધરા છંદ.

અંબા કારૂણ્ય મૂર્તી, કરગરિ કહું તે, વીનતી ધ્યાન ધારો,
નાવે બેઠો વિચારી, પણ અડયુ વમળે, આવશે કેમ આરો;
વારે વારે તુફાને, થકિ કરિ કરૂણા, દાસને મા ઉગારો,
આશા રાખું તમારી, સ્તુતિ ગુણ ગણતાં, સંકટો સૌ નિવારો ૩૦

## કીરીટ છંદ.

સ્નેહ સજો દુરગુણ તજો જગદંબ ભજો ભલિ છે ભવતારણ,
ભોળિ અમાપ જપે જન જાપ હરી સહુ પાપજ તાપ નિવારણ;
એક અનેક રૂપે રહી મા સચરાચર વ્યાપિ કરી જગ ધારણ,
કોઇ થકિ કળતાં ન કળાય અસૂર હણ્યા સુર દુઃખ વિદારણ. ૩૧

## રાગ પદ.

અલબેલી અંબા અરજ સુણોને હમારી;

હું તો રાખું છું આશ તમારી. અલબેલી. (ટેક.)
બેરીનો મર્દ કીધો તેં મૈયા, એ ગુણપર જાઊં વારી;
વણિક વિમળને ન્યાલ કર્યોને, ઝહાજ લીધાં તેં ઉગારી. અ. ૧
વલ્લભને દુર્લભ પદ આપ્યું, જગ થકી લીધો તેં તારી;
રૂક્ષમણિને શ્રીકૃષ્ણ મેળવિયા, એ ગતી તુંજ બલીહારી. અ. ૨
યદુકાલીદાસને કીરપા કરી તેં, આપી સરસ્વતી સારી;
પુત્ર થકી ઘર સુત્ર શોભાવ્યાં, અગણિત જન ઉપકારી. અ. ૩
રકત બીજ મહિષાસુરને ધ્રુમ, શુંભ નિશુંભ વિડારી;
સુર મુનિવરનાં દુખડાં કાપ્યાં, અસુર ઘણા સંહારી. અ. ૪
એમ અનેક કીધા કંઇ સુખીયા, વર્ણવતાં જાઊં હારી;
ચંદ્ર મનોરથ સફળ કરોને, વિનતી આ ઉરમાં ઉતારી. અ. ૫

રાગ નંટ. (૩૬)

લાખેણી લાડી લેઇ ગયોરે. એરાહ

આદી અંબા તુંતો અકળ સ્વરૂપ, નમું છું તને પાય પડીરે;
દીસે અદ્‌ભુત કૃતી તો અનૂપ; નમું છું તને પાય પડીરે.
જોગ માયા તણો ધર્યો અવતાર, નમું.
કંસે પછાડી શિલાપર જેવાર. નમું. ૧
છટકી છબીલી ગઇ તું આકાશ, નમું.
કંસ વંશ તણો કરવાને નાશ; નમું.
વદ્યાં વાણી રાણી શાણી તમે ત્યાંય, નમું.
અરયા સાંભળ તું મૂઢ કંસ રાય. નમું. ૨

શીહ થાતો તાતો માતો વિકરાળ, નમું.
તારો પ્રગટ થયો છે કહું કાળ; નમું.
સુણી વાણી થયું અંતરમાં જ્ઞાન, નમું.
કહી એટલું થયાં છો અંતરધ્યાન. નમું. ૩
એમ અતી ગતી કીધી સહુ ઠામ, નમું.
તને ઓળખે છે આલમ તમામ; નમું.
સેવક કાજે ધર્યાં રૂપ રાખ્યા ટેક, નમું.
ચંદ્ર કહે શકિત તું તો એક એક. નમું. ૪ (૪૦)

## રાગ દેશી વણજારો. (ગરબી).

તમે અરજ સુણો અંબાય, મા અલબેલી રે;
થઇ શેવક જનને સ્હાય; કર સુખ હેલી રે.
આવે શુભ શ્રાવણ માસ, મા અલબેલી રે;
દર્શન સુખ સૌકો ચ્હાય, કર સુખ હેલી રે. ૧
ઊઠે છે સૌનાં મંન, મા અલબેલી રે;
પળ પળ જુગ સમ તે જાય, કર સુખ હેલી રે.
ખાવું પીવું કંઇ કામ, મા અલબેલી રે;
ન ગમે ઘર ખાવા ધાય, કર સુખ હેલી રે. ૨
નથી તન મંન રેહેતુ હાથ, મા અલબેલી રે;
તલપે છે તુજમાં પ્રાણ, કર સુખ હેલી રે.
તુંજ દરસંન કેરી ધુન્ય, મા અલબેલી રે,
ચિત ચટકી લાગી જાણ, કર સુખ હેલી રે. ૩

આવે જ્યારે તુંજ દ્વાર, મા અલબેલી રે;
ત્યારે મનડું પ્રફુલિત થાય, કર સુખ હેલીરે.
થાતાં માનાં દરસંન, મા અલબેલી રે;
ચંદ, તંન મંન વ્યાધી જાય, કર સુખ હેલી રે. ૪ (૪૪)

રાગ બનજારો.

આરાસુરી કરો સૂખશાતા, નમું તને હું અંબા માતા.
અલબેલી તુંજ બલિહારી, વિધી ઇંદ્ર અને ત્રીપુરારી;
નિત્ય ધ્યાન ધરી ગુણ ગાતા. નમું ૧
કળિ કાળે કળા ન કળાએ, માયામાં ગોથાં ખાએ;
તે થકી તમે છો ત્રાતા. નમું. ૨
મને સત્ય ભરૂસો તારો, તુંજ વિના નથી જગ આરો;
તમે માત તાત મુજ ભ્રાતા. નમું ૩
સેવકને પારે તેડા, સંકટ સહુ માજી ફેડો;
દ્દજો દરસાન દિનદાતા. નમું. ૪

ગઝલ.

શરન જો માત કે હોવે, સદાભર નીંદમે સોવે;
સુફલ હો જાત સંસારા, ન જમકા દેખતે દ્વારા. શરન ૧
જગત મે જ્યોત મા સાચી. મમૈયાને રહા રાચી;
બખાની કિતાબ કૂરાને, કહે મારકંડય પૂરાને. શરન. ૨
લિયો બલ્લભ સંભાલી, રહો નથ નાથકે ભાલી;
મરદ તેં મેરીના કીના, બઆચી ઝાઝ શ્રમ લીના. શરન. ૩

ભજો એ માત આનંદા, તજો મોહ જાલકા ફંદા;
કહે ભાઇચંદ સુર તાની, સમરને સદા ભવાની. શરન. ૪

કેરબો.

અલબેલી મોરી મૈયા, અંબા મોરી મૈયા;
મૈયા તું છે દિન દયાળ. અલબેલી. (ટેક.)
દોષ કોષ સહુ સોષ કરીને માજી;
સંતોષ પમાડો બાળ. અલબેલી. ૧
શરણે આવ્યા ને સ્હાય કરોને;
માજી તુંતો છે પ્રતિપાળ. અલબેલી. ૨
ચંદ કહે શીશ નામી તને મા;
કરૂણા કરજો કૃપાળ. અલબેલી. ૩ (૫૫)

પદ રાગ સોરઠ.

અંબા અલબેલી બેચરમા દરસંન આપજોરે;
દુખડાં કાપજોરે. અંબા. (ટેક.)
હું અજ્ઞાની પામર પ્રાણી, આદ્ય શક્તિ તું નથી અજાણી;
જાણી દાસ કમળ કર મુજ શિર માજી સ્થાપજોરે. અંબા. ૧
માતું જગમાં અકળ કળાણી, ગુણ ગાવા પુરતી નથી વાણી;
શાણી તું સુખદાતા માતા હૃદયે વ્યાપજોરે. અંબા. ૨
વિમળ વલ્લભ ને યદુ તાર્યા, ચંડ મુંડ મધુ રાક્ષસ માર્યા;
સરીયાં રૂક્ષમણિ કેરાં કારજ તુંજ પ્રતાપજો રે. અંબા. ૩
ધ્યાન ધ્યાન હુંતો નવ જાણું, પુંજન અરચન નહી ઠેકાણું;

ચંદ્ર હૃદયમાં એક ટેક તુંજ ચટકી કેરી છાપજોરે. અંબા.૪(૫૯)

## ગજલ.

અંબા હું બાળ ત્હારોરે, સંકટ સૌ મા નિવારોરે.
 સંકટ નિવારો માવડી હું અજ્ઞાની બાળ;
 છોરૂ કછોરૂ થાય છે પણ જનુની પ્રતિપાળ.
અરે ઓ માત અલબેલી, પુજું હું પ્રેમથી પ્હેલી;
કરોને સૂખની હેલી, ગ્રહીને હસ્ત તારોરે. અંબા. ૧
 હું અંતરમાં આંધળો જ્ઞાન ચક્ષુ તું માત;
 તુંજ વિણ કાંઇ સૂઝે નહીં સૂર્ય છતાં સાક્ષાત.
ઉગેછે સૂર્ય નવ સૂઝે, અજા કંઠ સ્તન કયમ દૂઝે;
પ્રગટીઓ પ્રેમ કયમ બૂઝે, નથી હું અન્ય થનારોરે.અંબા ૨
 સુખમાં મા નહીં સાંભરે એવી પલટી પ્રીત;
 સંભારે સંકટ સમે એ દુનિયાની રીત.
ધરીએ રીત સંભારે, સરવનાં કાજ તું સારે;
ચઢોને બાળની વ્હારે, કરોના મા અકારોરે. અંબા ૩
 દુઃખ સમે નિજ માવડી મૂકે શિર જયમ હાથ;
 ત્યમ તમ કર શિર ફેરવો જાણી દાસ અનાથ.
ગણીને દાસ ત્હારોરે, તમે અંબા ઉગારોરે;
વિનંતી આ સ્વિકારોરે, ખરો હું છું ઠગારોરે. અંબા. ૪
 બગ ઠગ જેવો હું બન્યો કરવું પડશે કામ;

ખ્હાનાની પત રાખશો એછે દીલમાં હામ.
દિલે છે હામ મા તારી, પુરોને આશ તો મારી;
ભરૂસો સત્ય છે ભારી, કહે ચંદ કાર્ય સારોરે. અંબા.૫(૬૪)

## હિંદી.

મહા મંગલ મય સૂખ સકળ દાતા,
લય પ્રલય અને ભય જય તણિ વિધાતા;
જેના ચરણ શરણ થકી મળે વિરામ,
કરૂં પ્રેમથી તે શકિતને પ્રણામ. ૧

આદી મધ્ય અંતમાં તું એક માયા,
ઓળખી નહીં તે જરૂર જન ઠગાયા;
પ્રસરી પંચ ભૂતમાં ને સકળ ઠામ;
કરૂં પ્રેમથી તે શકિતને પ્રણામ. ૨

સિંહ સ્વાર ખડ્ગ ખપર ત્રિશુળ ધારી,
અસુર શૂર હણ્યા સુર સ્હાયકારી,
આપે ધર્મ અર્થ મોક્ષને જે કામ,
કરૂં પ્રેમથી તે શકિતને પ્રણામ. ૩

ખરી જાગતી છે જ્યોત કળીકાળે,
પ્રગટ પારખુ દે ભાવ હોય ભાળે;
ચંદ ગાય ગુણ રાખી તારી હામ,
કરૂં પ્રેમથી તે શકિતને પ્રણામ. ૪ (૬૮)

## હોરી.

અંબા હોરી ખેલે બલીહારી. (ટેક)
મહાલક્ષ્મી મહાકાળી સરસ્વતી, બોચર તુલજા પધારી;
કામાક્ષી કનકાઇ અરબદા, હરસિદ્ધ હેત વધારી,
આવ્યાં માત રમવા ધારી. અંબા૦ ૧

અબીલ ગુલાલને કુંમ કુંમ કેસર રંગતણી પીચકારી;
હળીમળી અરસ પરસપર છાંટે, મુખથી કરી કીલકારી,
ભીંજે તન સાડી સારી. અંબા૦ ૨

ઝાંઝ મૃદંગ ખંજરિ ડફ ડુંડલ, વાગે સતાર સતારી;
નેપીની સીરનાઇ સરોદા, ચીકતારા એકતારી,
વાગે છે નગારાં નગારી. અંબા૦ ૩

સંકા નરસંકા મંજીરાને ઢોલક, ઢોલ સીંગી સુખકારી,
સોટી ચુટકી તાલી બાંસરી, ઘંટ તાલ ગતી ન્યારી.
પખાજ રહી છે પુકારી. અંબા૦ ૪

ઝાલર ડુગડુગી ડમરૂ અંગુજા, ભેર ભુંગળ ધુન્ય ભારી;
ધડા કુડકુડીઆ તબલાને તાસાં, મોર મોરલી વાગે સારી,
આદી વાજાંપર જાઊં વારી. અંબા૦ ૫

બાળા સરવે મળીને ગાતી, રાગ વસંત વિચારી;
હોરી ખેલે ને હોરી ગાએ, ફરતા ફરતી લે છે વારી,
રહ્યાં પીચકારી મારી. અંબા૦ ૬

સ્વર્ગથી સુર સૌ જોવાને આવ્યા, અધર વિમાન ઉતારી;
પુષ્પતણી વૃષ્ટી વરસાવે, જય જય શબ્દ ઉચારી,
આનંદરૂપી પીતાં વારી. અંબા૦ ૭
દરસંન કરી પરસંન મન થાએ. જાએ સ્વધામ સુરારી;
એ અંબાતણી નૌતમ લીલા, વર્ણવતાં જાઊં હારી,
ચંદ્ર માગે સ્હાય તમારી, અંબા૦ ૮ (૭૬)

## રાગ કાફી.

દર્શન દેજોરે છબીલી મોરી માત. (ટેક)
માત, આ-રા-સુ-રી, અંબિકાજી છો વિખ્યાત;
પ્રગટ મા પારખુ દેનારી, મારી સુણો વાત. દે. દર્શન૦ ૧
દાસ તીહારો, જાણી કરો ’મ્હેર માડી;
હમેશાં તું શ્રાવણમાં, તેડય પારે અંબા રંબા,
જે-થી-થા-ઉં, હું મનમાં રળિઆત. દે. દર્શન૦ ૨
ચંદ તને નમિ પાએ, ગુણ ગાએ, તું અંબાએ, મોરી માએ,
કર સ્હાએ, સુખ થાએ, જાએ, જનમ જનમનાં પ્રાશ્ચિત
તો અધાત. દે. દર્શન૦ ૩

## રાગ મહાડ. (૭૮)

અંબા અલબેલી માત રે મુને પારે તેડજો.
મુને પારે તેડજો. (૨) અંબા. (ટેક)
નેનાં માજી માહરાં તુંજ દર્શન ચ્હાય સદાય;

મન અધીરૂં થઇ રહ્યું, જરી સૂઝે ન કાંય ઉપાય રે. મુને. ૧
લાગી તારી ઝંખનારે માજી કરજો મ્હેર;
દર્શનનું સુખ આપશો ત્યારે, થાશે લીલા લ્હેર રે. મુને. ૨
શાંત થશે મમ જીવડો જ્યારે નિરખીશ માનું મૂખ,
વિરહ અનળ ઓલવાઇ જશે,ત્યારે પુરણપામીશ સૂખરે. મુને. ૩
દાસ જાણીને તેડજો માજી અમને આપો આપ;
મ્હાડમાં મ્હાડ ગજાવીએ, દેવી તારો હોય પ્રતાપ રે. મુને. ૪

## રાગ ખમાચચી. (૮૩)

નમું નમુ રે અંબા પાય પડી. (૨)
પાય પડી તારે ચરણે પડી રે. નમું નમુ રે. (ટેક.)
આરાસુરપર માત બિરાજે;
આજે સિંહ પર સ્વારી ખડી રે. નમું નમું રે ૧
શિશ મુગટ નાકે શુભ નથની;
ગોફણી નૌતમ નંગ જડી રે. નમું નમું. ૨
પુષ્પ મંદારના હાર ધર્યા મા;
રહ્યો (લાલ) અધર પર રંગ ચડી રે. નમું નમું. ૩
દેવ સરવ દરસંન આઇ ઇચ્છે;
સચરાચર પ્રખ્યાત વડી રે. નમું નમું. ૪
ચંદ્ર કહે નિરખી છબી ન્યારી;
સફળ થઇ મુજ આજ ઘડી રે. નમું નમું ૫

## જોગી જોગન એ રાહ.

અંબા દેવી તને શેવી સુર મુનિવરે રે.
વારી વારી હું જાઊં વારણે. અંબા.
તારી જેહ શેવા કરે, યદૂરામ જેવા ઠરે;
ચંદ, ભજન થકી ભવપાર તરે રે. અંબા. ૧ (૮૯)

## સખી.

કર ભજન અંબિકાતણું કશું કામ ન આવે;
પંચ દેવમાં દેવ શકિતને શિશ નમાવે.
દિવાળીને દીન સરસ્વતી પુંજે ભાવે;
મહાલક્ષ્મીની મ્હેર લ્હેરથી ગુણ સૌ ગાવે.
સૌથી શકિત શ્રેષ્ટ નેષ્ટ શું કોણ બચાવે;
તું મૈયા સમરથ આશરો તારો હાવે. (૯૦)

## ઘોસો.

આશરો છે તારો અંબા, કરગરી નમું કરી કર લંબા;
સેવક હું છું ત્હારો તારો, ગમે તો પછી તમે મારો.
મારો તો તમ હસ્તે મારો, ચાહે તો ગણી દિન ઉગારો;
નાંખો શિર સંકટનો ભારો, કરી દે નહિંતર સુખિયારો.
બિરદનિજ તણુંજ સંભાળો, શત્રુ કે સેવક ગણી પાળો;
કરો દૂર મારો કંટાળો, નેહથી મમ સામું ભાળો.
કરી તુંજ પ્રીત કેમ તોડું, અવરની સાથ કેમ જોડું;

ચંદ કહે બન્યો ઢોર ખોડ, છબીલી તને નહીં છોડુંજી.
માત અંબે, અંબે. (૯૧)

## લાવણી.

નમી આધ શકિત અંબિકા પુંજું હું પ્હેલી;
કર ક્ષમા મુજ અપરાધ માત અલબેલી. (ટેક.)
હું કામ ક્રોધને લોભ મત્સરે ભરીઓ,
છું મોહ ગર્વમાં અંધ દોષનો દરીઓ;
રચી કુડ કપટના છંદ ફંદમાં ફરીઓ,
નહીં આવ્યો તારે શર્ણે ચર્ણે નહીં સરીઓ;
કહું કરગરી દિલની વાત માત મંન મેલી,
કર ક્ષમા મુજ અપરાધ માત અલબેલી. ૧
જૂઠો પાખંડી મિત્ર દ્રોહી વ્યભિચારી,
નિર્દય ખળ નિજ બળ થકી બન્યો લાચારી,
પરધન પરપત્નિ પરનિંદા ન વિસારી,
સાધૂ દિનજન ને રહ્યો સદા ધિક્કારી,
તજી શર્મ પર્મ જે ધર્મ દીધો મેં ઠેલી,
કર ક્ષમા મુજ અપરાધ માત અલબેલી. ૨
જપતપ તિરથને દયા દીલ નહીં આણી,
વ્રત યોગ યજ્ઞને દાન કર્યાના જાણી;
સાધૂને કરી વાધરી વધો હું વાણી,
સંતો ને માર્યા માર ઢોંગી પરમાણી;

જૂઠી જગ માયા માંહ્ય રહ્યો ખૂબ ખેલી,
કર ક્ષમા મુજ અપરાધ માત અલબેલી. ૩
સૌ દુર્ગુણથી છું ભર્યો ગણે ન ગણાશે,
કહે ભાઇચંદ કરજોડી રહી તુંજ આશે;
ધરી ભાવ માત સન્મુખ જે કો આ ગાશે,
કરશે અપરાધો ક્ષમા પ્રસન મા થાશે,
તુંજ વિના માતકો નથી અવર મુજ બેલી;
કર ક્ષમા મુજ અપરાધ માત અલબેલી. ૪ (૯૫)

## રસીક કે રાસમે એ રાહ.

શ્રાવણ કે સંધમે, અંબા રંબા તેરા તમ દ્વાર. (ટેક)
ભેટ નવાઇ આઇ તુજ માટે, ભાવે લાવે મળી નરનાર. શ્રા.૧
મિષ્ટ મિઠાઇ અને શુભ મેવા, આરોગાવે તને ધરી પ્યાર. શ્રા.૨
પ્રસન તને કરવા મા કાજે, નૃત્ય કૃત્યથી કરે થૈકાર. શ્રા.૩
ચંદ કહે ગાંડી ઘેલી કવિતા, તેનો કરશો તમે મા સ્વિકાર. શ્રા.૪

## દોહરો.

અંબા પ્રૌઢ પ્રતાપથી, ભાખ્યો બીજો ભાગ;
ચંદ કહે ત્રીજો હવે, લખવા આપો લાગ. ૧૦૦

## શ્રી.

આ શ્રી અંબીકા શતકનાં અગાઉથી ગ્રાહક થઇ આશ્રય

આપનાર ગૃહસ્થોનાં નામ.

| | |
|---|---|
| રા. પંડ્યા હરિશંકર દયાજીભાઇ. | મહુધા. |
| રા. મેહેતા. પ્રાણલાલ જાદવરાય. | નડિયાદ. |
| રા. શંઘવી. લક્ષ્મીલાલ અંબાલાલ. | ,, |
| રા. વકીલ. મગનલાલ મોતીલાલ. | ,, |
| રા. રા. તાપીશંકર પ્રાણશંકર માસ્તર. | સુરત. |
| રા. રામચંદ્ર સદાશીવ ઓરપાડ કર હાલ. | અમદાવાદ. |
| રા. રા. શાસ્ત્રી નરભેરાંમ ગણપતરાંમ. | સુરત. |
| રા. રા. મેહેતાજી. ભાઈશંકર કાશીરાંમ. | મેહેમદાવદ. |
| રા. રા. પરી. ત્રીભોવનદાસ પ્રાણવલ્લદાસ. | નડિયાદ. |
| રા. રા. પરી. ગોવર્ધનદાસ મોરલીધર. | ,, |
| રા. ત્રીભોવનદાસ હરિવલભદાસ. | નાંદોદ |
| રા. દવે. મણીલાલ છોટાલાલ. | અમદાવાદ. |
| રા. પંડ્યા. નરસીલાલ દલસુખરાંમ. | નડિયાદ. |
| રા. પા. શંકરભાઈ જીજીભાઈ. | ,, |
| સૌભાગ્યવંતીરૂક્ષ્મણી. ડા.રામક્રષ્ણ નારાયણનીસ્ત્રી | અમદાવાદ. |
| રા. રા. સોની. જેઠાલાલ કુબેરદાસ | ,, |
| રા. લક્ષ્મિનારાયણ અમરતલાલ. | ,, |
| રા. રામલાલ ચકુભાઇ પાદશાહ. | ,, |
| રા. જેશંકર ગીરધરલાલ. | ,, |
| રા. છગનલાલ નારાયણજી. | ,, |
| રા. શા. સેવકલાલ રણછોડદાસ. | નડીયાદ. |
| રા. દેસાઇ. પરસોતમ મનસુખરાંમ. | ,, |
| રા. મેહેતા. મોહનલાલ શંકરલાલ. | ,, |
| રા. મેહેતા. પ્રાણશંકર ખુશાલરાય. | ,, |
| રા. મેહેતા. શંભુપ્રસાદ શંકરલાલ. | ,, |

